# "Ballads : કથાગીતો"

લોકગીતોની વ્યાખ્યાનમાળા, વ્યાખ્યાન ત્રીજું : તેમાં દૃષ્ટાંતો તરીકે ગાવાનાં ગીતો : ઝવેરચંદ મેઘાણી સંપાદિત 'રઢીયાળી રાત ભા. ૧, ૨, ૩' માંથી તારવેલાં.

મુંબઇ. ૨૨ : ૨ : '૨૯

---

## ૧: જળદેવતાને બલિદાન

[જુદાં જુદાં અનેક ગામોનાં જળાશયો વિષે બોલાતી આ કથા છે. નવાણમાં પાણી નથી આવતું. જળદેવતા ભોગ માગે છે. ગામનો ઠાકોર પોતાનાં દીકરાવહુનું બલિદાન ચડાવે છે. વાત્સલ્યની વેદના, દાંપત્યની વહાલપ, અને સમાજ–સુખ કાજે સ્વાર્પણ: એ ત્રણે ભાવથી વિભૂષિત બનીને જળસમાધિ લેનારાં આ વરવધુએ લોકજીવનમાં અમર એક અશ્રુગંગા વહાવી દીધી છે. ઘણી પંક્તિઓ પાછળથી ઉમેરાઇ લાગે છે.]

બાર બાર વરસે નવાણ ગળાવ્યાં,
નવાણે નીર નો આવ્યાં જી રે.
તેડાવો જાણતલ તેડાવો જોશી,
જોશીડા જોશ જોવરાવો જી રે!
જાણતલ જોશીડો એમ કરી બોલ્યો,
દીકરો ને વહુ પધરાવો જી રે.
ઘોડા ખેલવતા વીર રે અભેસંગ,
દાદાજી બોલાવે જી રે.
શું કો'છો મારા સમરથ દાદા?
શા કાજે બોલાવ્યા જી રે?
જાણતલ જોશીડો એમ કરી બોલ્યો,
દીકરો ને વહુ પધરાવો જી રે!

એમાં તે શું મારા સમરથ સાસુ,
પારકી જણીને પૂછી આવો જી રે.

એટડા ધવરાવતાં વહુ રે વાઘેલી વહુ!
સાસુજી બોલાવે જી રે.

શું કો'છો મારાં સમરથ સાસુ,
શા કાજે બોલાવ્યાં જી રે?

જાણતલ જોશીડા એમ કરી બોલ્યો,
દીકરો ને વહુ પધરાવો, જી રે.

એમાં તે શું મારાં સમરથ સાસુ,
જે કે'શો તે કરશું જી રે.

ઉઠોને રે મારા નાના દેરીડા!
મૈયર હું મળી આવું જી રે.

આઘેરાંક જાતાં જોશીડા મળીયો,
ક્યાં વાઘેલી ચાલ્યાં જી રે?

ખરે બપોરે મરવાનાં કીધાં
મૈયર હું મળી આવું જી રે.

મરવાનાં હોય તો ભલે રે મરજો
એનાં વખાણુ નો હોયે જી રે!

ભાઈ રે જોશીડા વીર રે જોશીડા!
સંદેશો લઇ જાજો જી રે.

મારી માતાજીને એટલું કે'જે!
મોડીઓ ને ચુંદડી લાવે જી રે.

ઉઠોને રે મારાં સમરથ જેઠાણી,
ઉનાં પાણી મેલો જી રે.

ઉઠોને રે મારાં સમરથ દેરાણી !
માથાં અમારાં ગુંથો જી રે !
ઉઠોને રે મારા સમરથ દેરી !
વેલડીયું શણગારો જી રે !
ઉઠોને રે મારાં સમરથ નણદી
છેડાછેડી બાંધો જી રે !
ઉઠોને રે મારા સમરથ સસરા,
જાંગીનાં (ઢાલ) વગડાવો. જી રે !
આવો આવો મારા માનસંગ દીકરા !
છેલ્લાં ધાવણ ધાવો જી રે !
પૂતર જઇને પારણે પોઢાડયો,
નેણલે આંસુડાંની ધારૂં જી રે.
ઝાંઝ પખાજ ને જંતર વાગે
દીકરો ને વહુ પધરાવે જી રે.
પાછું વાળી જોજો અભેસંગ દીકરા !
ઘોડલા કોણ ખેલવશે જી રે !
ઇ રે શું બોલ્યા સમરથ બાપુ !
નાનો ભાઇ ખેલવશે જી રે.
પાછું વાળી જોજો વહુ રે વાઘેલી વહુ !
પૂતર કોને ભળાવ્યા જી રે !
કોણ ધવરાવશે કોણ રમાડશે,
કેમ કરી મોટાં થાશે જી રે !
દેરાણી ધવરાવશે, નણદી રમાડશે.
જેઠાણી ઉછેરશે જી રે.

પેલે પગથીએ જઇ પગ મૂકયો,
પાતાળે પાણી ઝબકયાં જી રે.
બીજે પગથીએ જઇ પગ મૂકયો,
કાંડાં તે બૂડ પાણી આવ્યાં જી રે.
ત્રીજે પગથીએ જઈ પગ મૂકયો,
કળ્ય કળ્ય સમાં નીર આવ્યાં જી રે.
ચોથે પગથીએ જઇ પગ મૂકયો,
છાતી સમાં નીર આવ્યાં જી રે.
પાંચમે પગથીએ જઈ પગ મૂકયો,
પરવશ પડિયા પ્રાણીઆ જી રે.
એક હોંકારો ઘો રે અભેસંગ!
ગોઝારાં પાણી કોણ પીશે જી રે!
પીશે તે ચારણ પીશે તે ભાટો,
પીશે અભેસંગને દાદો જી રે.
એક હોંકારો ઘો રે વાઘેલી વહુ!
ગોઝારાં પાણી કોણ પીશે જી રે!
પીશે તે વાણીઆં પીશે તે બ્રાહ્મણ,
પીશે વાળુભાનાં લોકો જી રે.
તરી છે ચુંદડી ને તર્યાં છે મોડીઓ
તર્યાં અભેસંગનાં મોળીઆં જી રે!
ગાતાં ને વાતાં ઘરમાં આવ્યાં
ઓરડા અણોસરા લાગે જી રે!
વ'લાં હતાં તેને ખોળે બેસાર્યાં,
દવલાંને પાતાળ પૂર્યાં જી રે.

## ૨ : શાની લોળ્યું !

[નાની ટેકરી પર ચડીને સ્વામી પોતાના ખેતરની ચોકી કરે છે. મોલમાં પંશુઓ પડયાં છે, નીચે ઉભેલી પત્ની સેંજલને એ ઢોર હાંકવાની આજ્ઞા કરે છે. મસ્તીએ ચડેલી વિનોદી સ્ત્રીએ મદભર્યો ઉત્તર વાળ્યો. માનભંગ થયેલા પતિએ સ્ત્રીને માર માર્યો. સ્વામીના સોટા ખાઈને સ્ત્રી પીયરીએ જાય છે. એને સ્નાન કરાવતી ભોજાઇ પૂછે છે કે "બ્હેનબા ! બરડામાં આ સોઝા શાના ?" સુલક્ષણી નારી સ્વામીનો દોષ ઢાંકવા સુંદર બનાવટી ખુલાસો આપે છે.]

§

કેડ કેડ સામી રે સેંજલ ડુંગરી,
હેડા સામેલા ભેડા જો.

ભેડે ચડીને ગોફણુ ફેરવી,
સેંજલ નાર ! ઢોરૂં પાછાં વાળ્ય જો !

નથી વાળ્યાં રે મારા બાપનાં
તું હેઠો ઉતરીને વાળ્ય જો !

હેઠો ઉતરીને સોટો વાઢીઓ,
સબોડયો સેંજલના બરડામાં જો !

સામે શેઢે રે નાનકો દેરીડો,
દેરી ! તારા બેલીને વાર્ય જો !

અમારાં વાર્યાં રે ભાભી નૈ કરે,
લેજો ભાભી ! મૈયરીયાના મારગ જો !

છાણું થાપે રે ડોસલડી,
કે'જો માડી મૈયરીયાના મારગ જો !

ડાબા મેલ્યે રે સેંજલ ડુંગરા,
જમણા મૈયરીયાના મારગ જો.

ગાયું ચારે રે ગોવાળીઓ,
કેજે વીરા ! મૈયરીયાના મારગ જો.

હાબા મેલ્યે રે સેંજલ ડુંગરા,
જમણા મૈયરીયાના મારગ જો.
પાણી ભરે રે પાણીઆરીયું,
કે'જો બેની દાદાજીના ડેલા જો.

ડાબા મેલ્યે રે સેંજલ ઝાંપલા,
જમણા દાદાજીના ડેલા જો !
ચોરે ચોવટ બેઠાં દાદોજી,
કાં રે ધીડી વગર તેડયાં આવ્યાં જો !
સાંગામાચીએ બેઠાં માતાજી,
કાં રે ધીડી વગર તેડયાં આવ્યાં જો !

બેટડો ધવરાવે રે ભાભલડી,
કાં રે નણુદી વગર તેડયાં આવ્યાં જો !
હીંગલે રમે રે નાની બેનડી,
કાં રે બેની વગર તેડયાં આવ્યાં જો !

ઘોડલા ખેલવતા બોલ્યા વીરોજી,
ભલે રે બેની વગર તેડયાં આવ્યાં જો !
ઉઠો વઉજી ! ઉનાં પાણી મેલો ને,
સેંજલને ચોળીને નવરાવો જો !

સાચું બોલ્યે રે સેંજલ નણુદી,
વાંસામાં આવડી શી લોળ્યું જો !
તરકુંનાં ખેતર ભાભી ખેડતાં,
તરકડે દીધેલ ગાળ્યું જો !
ચાબખડાની ઉડે છાકમછોળ્યું ત્યાં,
મેં આડાં દીધેલાં અંગ જો !

# ૩ : પાતળી પરમાર્ય

[ બાર વરસે રજપૂત ઘેર આવે છે. મેડીમાં ઝાકાર દીવો બળે છે. પણ પાતળી પરમાર ક્યાં ? પોતાની પત્ની ક્યાં ? માતાએ બહુ બહુ બહાનાં બતાવ્યાં. રજપૂત હેર હેર શોધી વળ્યો. આખરે ભેદ પ્રગટ થયો. હત્યારી માએ જ એને તાજેતર મારી નાખેલી. નેવાં ઉપર એ લોહી-લોહાણ ચુંદડી સૂકાતી જોઇ. રડતા સ્વામીએ સ્રીનો બચકો વીંખ્યો. પોતાની ગેરહાજરીમાં સ્રીએ કદિ યે નહોતાં પહેર્યાં તે કોરાં વસ્રાભૂષણ એક એકને સ્વામી છાતીફાટ રડ્યો. બાવો બની ચાલી નીકળ્યો.]

§

માડી ! બાર બાર વરસે આવીઓ,
માડી ! નો દીઠી પાતળી પરમાર્ય રે જાડેજી મા :
મોલુંમાં દીવો શગ બળે રે.

માડી ! નો દીઠી ઘરડાની નાર રે . જાડેજી મા !
નેવે તે નવરંગ ચૂંદડી રે.

દીકરા ! હેઠો બેસીને હથીઆર છોડય રે કલૈયા કુંવર !
પાણી ભરીને હમણાં આવશે રે.

માડી ! કુવા ને વાવ્યું જોઇ વળ્યો રે,
માડી ! નો દીઠી પાતાળી પરમાર્ય રે જાડેજી મા !
મોલુંમાં દીવો શગ બળે રે.

દીકરા ! હેઠો બેસીને હથીઆર છોડ્ય રે કલૈયા કુંવર !
દળણાં દળીને હમણાં આવશે રે !

માડી ! ઘંટીયું ને રથડા જોઈ વળ્યો રે,
માડી ! નો દીઠી પાતળી પરમાર્ય રે જાડેજી મા !
મોલુંમાં દીવો શગ બળે રે.

દીકરા ! હેઠો બેસીને હથીઆર છોડય રે કલૈયા કુંવર,
ધાન ખાંડીને હમણે આવશે રે.

માડી ! ખારણીઆ ખારણીઆ જોઇ વળ્યો રે,
માડી ! નો દીઠી પાતળી પરમાયઁ રે    જાડેજી મા !
મોલુંમાં દીવો શગ બળે રે.

દીકરા ! હેઠો બેસીને હથીઆર છોડય રે    કલૈયા કુંવર !
ધોયું ધોઇને હમણે આવશે રે.

માડી ! નદીયું ને નેરાં જોઇ વળ્યો રે,
માડી ! નો દીઠી પાતળી પરમાય રે    જાડેજી મા !
મોલુંમાં દીવો શગ બળે રે.

એની બચકીમાં કોરી બાંધણી રે,
એની બાંધણી દેખીને બાવો થાઉં રે    ગોઝારણ મા !
મોલુંમાં આંબો મોડીઓ રે.

એની બચકીમાં કોરી ટીલડી રે,
એની ટીલડી તાણીને તરસૂળ તાણું રે ગોઝારણ મા !
મોલુંમાં આંબો મોડીઓ રે.

## ૪ : મોટાં ખોરડાં !

[ ગામમાં જ વહુનું પીયર હતું. દુઃખીયારી વહુએ માતાની પાસે જઇને સાસરીયાનાં દુઃખો સંભળાવ્યાં. જાસુસ બનીને પાછળ આવેલી નણંદે આ વાત ઘેર જઇને કહી. સાસરીયામા સહુને થયું કે વહુએ આપણા મોટાં આબરૂદાર ઘરની નિન્દા કરી ! વરને સહુએ ઉશ્કેરી મૂકયો. એણે ઝેર ઘુંટીને સ્રીને કહ્યું કે કાં તું પી, કાં હું પીઉં ! 'મોટાં ખોરડાં'ની બદનક્ષી કર્યા ખાતર સ્રીએ લેશ માત્ર અચકાયા વિના ઝેર પી લીધું. ]

§

ગામમાં સાસરૂં ને ગામમાં પીરીયું રે લોલ
દીકરી કે'જો સુખ દુઃખની વાત જો !
કવળા સાસરીયામાં જીતવું રે લોલ.

સુખના વારા તો માતા! વહી ગયા રે લોલ,
દુઃખનાં ઉગ્યાં છે ઝીણાં ઝાડ જો!
કવળા સાસરીયામાં જીતવું રે લોલ.

પછવાડે ઉભી નણુદી સાંભળે રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો!
વહુએ વગોવ્યાં મોટા ખોરડાં રે લોલ.

સાસુએ જઈ સસરાને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો!--વહુએ૦

સાસરે જઈ જેઠને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો!—વહુએ૦
જેઠે જઇ પરણ્યાને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો!—વહુએ૦
પરણ્યે જઈ તેજી ઘોડો છોડીયો રે લોલ,
જઇ ઉભાડયો ગાંધીડાને હાટ જો!—વહુએ૦
અધશેરો અમલીઆં તોળાવીઆં રે લોલ,
પાશેરો તોળાવ્યો સુમલખાર જો!—વહુએ૦
સોનલા વાટકડે અમલ ઘોળીઆં રે લોલ,
પીઓ ગોરી! નકર હું પી જાઉં જો!—વહુએ૦
ઘટક દઈને ગોરાંદે પી ગયાં રે લોલ,
ઘરચોળાની ઠાંસી એણે સોડય જો—વહુએ૦
આટકાટનાં લાકડાં મગાવીઆં રે લોલ,
ખોખરી હાંડીમાં લીધી આગ જો—વહુએ૦
પે'લો વિસામો ઘરને ઉંબરે રે લોલ,
બીજો વિસામો ઝાંપા બા'ર જો!—વહુએ૦

ત્રીજો વિસામો ગાયને ગોંદરે રે લોલ,
ચોથો વિસામો સમશાન જો !—વહુએ૦
સોનલા સરખી વહુની ચે' બળે રે લોલ,
રૂપલા સરખી વહુની રાખ જો !—વહુએ૦
બાળી ઝાળીને જીવડો ઘેર આવ્યો રે લોલ,
હવે માડી મંદિરીએ મોકળાણુ જો !
*ભવનો ઓશીઆળો હવે હું રહ્યો રે લોલ.

---

*હવે માડી દેજો દોટાદોટ જો,
સહુનો ઓશીયાળો હવે હું રહ્યો રે લોલ.

## ૫ : દાજીરાજની કુંવરી

[ ભાવનગર રાજ-કુટુમ્બનાં કુમારી બાકુંવરબાને જામનગર પરણાવ્યાં હતાં. એના પિતાની હૈયાતી ન હોવાથી કાકાએ એને કરીઆવર કરેલો. કરીયાવર લઇને સાસરે જતા વાર જ વિષ-પ્રયોગથી એમનું મૃત્યુ થયાનું કહેવાય છે. ભાવનગરની કોઇ ખવાસણે રચેલો એ ઘટનાનો આ રાસડો છે. આશરે પચાસ વર્ષનો જૂનો હશે. ]

§

*નગરથી બાનાં નાળીએર આવીયાં,
આવ્યાં છે કાંઇ ભાવેણા દરબાર રે દાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

નવલા તે જોશીડા તેડાવીઆ,
જોજો મારે બાકુંવરના જોશ રે દાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

નવલા તે સોનીડા તેડાવીઆ,
ઘડયે ઘડયે બાકુંવરની ઝાલ રે દાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

નવલા તે સૂતારી તેડાવીઆ,
ઘડયે ઘડયે બાકુંવરની વેલ્ય રે દાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.
× × ×
સાત સાત ઓસરીએ આણાં પાથર્યાં,
જોવા મળ્યું ભાવેણાનું લોક રે દાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

કાકા બાપુ તે આવ્યા મળવા,
કે'જો બા કાંઇ કરીઆવરની ખોટ રે દાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

ઘણી ખમ્મા કાકા બાપુ તમને!
આજને સમે મારા બાપુ હોય રે દાજીરાજની કુંવર,
બાને જાવાં તે નગર સાસરે.

માથું ઓળીને લીધાં મીઠડાં,
કે'જો બા કાંઇ કરીઆવરની ખોટ રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

માને મળીને રોયાં ધ્રૂશકે,
નથી મારે માડીજાયો વીર રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

ડેલીએથી બાનો સસરો જોઇ રહ્યા,
ક્યારે આવે ભાવેણાનાં તેજ રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

ઓરડેથી બાની સાસુ જોઇ રીયાં,
ક્યારે આવે ભાવેણાનાં રાજ રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

---

× નવલા લુહારી–દીવડા : નવલા મણીઆરી–ચૂડલા : વગેરે મૂકીને એ જ રીતે વારંવાર ગવાય છે. (જુઓ ર. રા. ભાગ ૧.)

મેડીએથી બાનો સાયબો જોઇ રહ્યા,
ક્યારે આવે ભાવેણાનાં રૂપ રે દાજીરાજની કુંવર
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

ગોખેથી બાની શોકયું જોઇ રહી,
ક્યાંથી આવ્યું ભાવેણાનું સાલ રે દાજીરાજની કુંવર
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

સાતે શોકયું તે આવી મળવા
ચાંપ્યાં છે કાંઇ રૂદિયાની સાથ રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

સાતે શોકયુંની આપેલ ચુંદડી,
ઓઢાડી ને કાળી પાડી ચીસ રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

અગર ચંદણનાં વાઢયાં લાકડાં,
તૂળશીનો નવ રાખ્યો કાંઇ પાર રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

સોનલ વરણી તે બાની ચે' બળે,
રૂપલા વરણો ઉડે છે કાંઇ ધુંસ રે દાજીરાજની કુંવર
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

હાથી ઝુરે રે બાના ચોકમાં,
ઘોડા ઝુરે ઘોડાની ઘોડહાર રે દાજીરાજની કુંવર,
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

સાચા મોતીની બાની મોજડી,
જઇ વીંખાણી જામનગર દરબાર રે દાજીરાજની કુંવર
દાજીરાજનો દીવડો હાલ્યો સાસરે.

## ૬ : કાસમ તારી વીજળી !

[ 'વીજળી' નામની આગબોટ પહેલવહેલી મુસાફરીમાં જ અંબરથી મુંબઇ જતાં રસ્તામાં મહુવાની નજીક ડૂબી ગઇ. તેનું આ કરૂણાજનક બયાન છે. રાવણહથ્થાવાળા નાથબાવાઓ તો આ ગીત ગાઇને શ્રોતાજનોને રડાવે છે. વીજળી જેવી સમર્થ આગબોટની પહેલવહેલી મુસાફરી, એના માલીકનો ગર્વભર્યો ઉછરંગ, શેઠ શાહુકારોને સેલગાહે કરવાના મનોરથો, અને તેર તેર તો મુંબાઇ પરણવા જતા કેસરીયા વરરાજા : ત્યાર પછી એ મધદરિયાનાં વાવાઝોડાં: બેસુમાર પાણી: ડૂબવા સમયની ડોલાડોલ: ખારવાઓની દોડાદોડ : દેવદેવીઓને માનતા કરતા મુસાફરો: કેસરીયા વરરાજા સુદ્ધાં તમામ પ્રવાસીઓની જળસમાધિ: મુંબાઇને કિનારે પેલી પીઠીભરી કન્યાઓનાં ભેદક કલ્પાંત: અને બાર બાર મહિના સુધી એ ડુબેલા માડીજાયાઓને માટે બ્હેનોનું છાતીફાટ આક્રંદ: એ તમામ ચિત્રો તદન ગ્રામ્ય છતાં સચોટ છે. ]

§

હાજી કાસમ ! તારી વીજળી રે મધદરીએ વેરણ થઇ !
શેઠ કાસમ ! તારી વીજળી રે સમદરીએ વેરણ થઇ !

ભુજ અંજારની જાનું રે જૂતી
જાય છે મુંબઇ શે'ર—કાસમ તારી૦

દેશ પરદેશી માનવી આવ્યાં,
જાય છે મુંબઇ શે'ર —કાસમ તારી૦

તેર તેર જાનું સામટી જૂતી
બેઠા કેસરીયા વર —કાસમ તારી૦

ચૌદ વીશું માંય શેઠીઆ બેઠા
છોકરાંનો નૈ પાર —કાસમ તારી૦

ઓતર દખણના વાયરા વાયા
વાયરે ડોલ્યાં વા'ણ —કાસમ તારી૦

મોટા સાહેબની બોટું રે મળીયું
વીજને પાછી વાળ્ય —કાસમ તારી૦

જહાજ તું તારૂં પાછું રે વાળજે
રોગ તડાકો થાય -કાસમ તારી૦

પાછી વાળું મારી ભોમકા લાજે!
અલ્લા માથે એમાન -કાસમ તારી૦

આગ ઓલાણી ને કોયલા ખૂટયા
વીજને પાછી વાળ્ય -કાસમ તારી૦

મધ દરીઆમાં મામલા માચે
વીજળી વેરણ થાય -કાસમ તારી૦

ચહુમાં માંડીને માલવી જોવે
પાણીનો નાવે પાર -કાસમ તારી૦

કાચને કુંપે કાગદ લખે
મોકલે મુંબઈ શે'ર -કાસમ તારી૦

હિન્દુ મુસલમીન માનતા માને
પાંચમે ભાગે રાજ -કાસમ તારી૦

ભુજનો કામદાર માનતા માને
પીર ઉતારે પીર -કાસમ તારી૦

પાંચ લેતાં તું પાંચસે લેજે
સારૂં જમાડું શે'ર -કાસમ તારી૦

ફટ ભુંડી તું વીજળી! મારાં
તેરસો માણુસ જાય -કાસમ તારી૦

વીજળી કે' મારો વાંક નૈ વીરા
લખીયલ છઠ્ઠીના લેખ -કાસમ તારી૦

તેરસો માણુસ સામટાં બૂડયાં
બૂડયા કેસરીયા વર -કાસમ તારી૦

ચૂડીએ કોઠે દીવા જલે ને
જુવે જાનું કેરી વાટ -કાસમ તારી૦

મુંબઇ શે'રમાં માંડવા નાખેલ
ખોબલે વેંચાય ખાંડ –કાસમ તારી૦

ઢોલ ત્રંબાળુ ધ્રૂશકે વાગે
જોવે જાનુંની વાટ –કાસમ તારી૦

દેશ દેશેથી તાર વછૂટયા
વીજળી બૂડી જાય –કાસમ તારી૦

મોટા સોહેબે બોટું રે હાંકી
પાણીનો ના'વે પાર –કાસમ તારી૦

સાબ મધ્યમ બે દરીઓ ડોળે
પાણીનો ના'વે તાગ –કાસમ તારી૦

વાણીઆ વચે ને ભાટીઆ વાંચે
ઘર ઘર રોગાં થાય –કાસમ તારી૦

પીઠી ભરી તો લાડડી રૂવે
માંડવે ઉઠી આગ –કાસમ તારી૦

સગું રૂવે એનું સાગવી રૂવે
બેની રૂવે બાર માસ –કાસમ તારી૦

## ૭ : સોનલ ગરાસણી

[હિન્દુ સ્ત્રીઓનાં, મુસલમાનોએ કરેલાં અપહરણોની કથાઓ આપણા લોક-સાહિત્યમાં યે મળી આવે છે. સોનલ ગરાસણીને છોડાવવામાં જ્યારે બધાં સ્વાર્થી સાટાંપાટાં એળે ગયાં, ત્યારે એના પતિએ આવીને શત્રુઓ સાથે સમશેરનો મુકાબલો કર્યો, પોતાનું લીલું માથું વાઢી દીધું. અને પલકમાં સોનલ છૂટી થઇ.]

§

સોનલ રમતી રે ગઢડાને ગોખે જો,
રમતાં ઝલાણી સોનલ ગરાસણી.

આડો આવ્યો રે સોનલ! દાદાનો દેશ જો,
સોનલે જાણ્યું જે દાદો છોડશે.

દાદે દીધાં રે સોનલ! ધોળુડાં ધણ જો,
તોય ન છુટી સોનલ ગરાસણી.

આડો આવ્યો રે સોનલ! કાકાનો દેશ જો,
સોનલે જાણ્યું જે કાકો છોડશે.

કાકે દીધાં રે સોનલ કાળુડાં ખાડુ જો,
તો ય ન છુટી સોનલ ગરાસણી.

આડો આવ્યો રે સોનલ! વીરાનો દેશ જો,
સોનલે જાણ્યું જે વીરો છોડશે.

વીરે દીધાં રે સોનલ! ધમળાં વછેરાં જો.
તો ય ન છુટી સોનલ ગરાસણી.

આડો આવ્યો રે સોનલ! મામાનો દેશ જો,
સોનલે જાણ્યું જે મામો છોડશે.

મામે દીધાં રે સોનલ! વેલ્યું ને માફા જો,
તો ય ન છુટી સોનલ ગરાસણી.

આડો આવ્યો રે સોનલ! સ્વામીનો દેશ જો,
સોનલે જાણ્યું જે સ્વામી છોડશે.

સ્વામીએ દીધી રે, એના માથા કેરી મોળ્યું જો
ધબકે છૂટી રે સોનલ ગરાસણી.


| | |
|---|---|
| રઢીયાળી રાત | ભાગ ૧ લો રૂા. ૦-૧૦-૦ |
| | ભાગ ૨ જો રૂા. ૦-૧૨-૦ |
| | ભાગ ૩ જો રૂા. ૦-૮-૦ |

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર-રાણપુર.


મુદ્રક અને પ્રકાશક : અમૃતલાલ દ શેઠ: સૌરાષ્ટ્ર મુદ્રણાલય-રાણપુર.